એક આના બાલસાહિત્યમાળા-૪

# રામો

લેખક

ચન્દ્રશંકર મ. ભટ્ટ

※

પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ

# નિવેદન

અંગ્રેજી બાલસાહિત્યમાં Grimm's fairy talesને સારૂં સ્થાન છે. કલ્પનાસૃષ્ટિની અનેક સરસ વાનીઓ એમાં છે ને એથી એ બાલદુનિયાને અતિ પ્રિયકર થઇ પડી છે.

આજના આપણા બાલવાર્તાઓના રસ-પ્રવાહમાં ઉપરોક્ત વાર્તાપ્રવાહ ભળે તો ઘણું નહિ તો થોડુંય બળ એ રસપ્રવાહને મળે.

એક આના બાલસાહિત્યમાળાની ચોથી ચોપડી તરીકે એ સંગ્રહમાંની એક વાર્તા આજે પ્રકટ થાય છે.

યોગ્ય રૂપાન્તર કરીને એ આખોય સંગ્રહ કોઈક વાર પ્રકટ કરવાની ઇચ્છા છે. ઈશ્વરકૃપાએ આવતા વર્ષમાંજ એ માટે પ્રયત્ન થશે.

'બાલમિત્ર' કાર્યાલય
આણંદ
તા. ૧ : ૫ : '૨૮

ચ. મ. ભટ્ટ



ઝમકુને રાક્ષસ જાગી ઉઠ્યો.



નાનું સરખું ગામ હતું. કણબીકણબણ રહેતાં હતાં.

ભગવાને એમને દીકરો આપ્યો. પૂનમના ચાંદા જેવો! રૂપાળું મોં ને રૂપાળા હાથ.

કણબીએ જોષીને તેડાવ્યા. જોષીજીએ જોષ જોયા: "માનો ન માનો પણ દીકરો છે ભાગ્યશાળી: એના નશીબમાં તો રાજનાં સુખ છે. એને રાજકુંવરી ય મળશે!"

કણબીકણબણ હસવા લાગ્યાં.

"જોષી મહારાજ! અમારા ગરીબને ઘેર રાજ શાં? પાટ શાં? ગરીબને ઘેર રાજકુંવરીય ક્યાંથી હોય?"

જોષી કહે, "માનો ન માનો પણ દીકરો છે ભાગ્યશાળી."

કણબીએ ટોપલો ભરીને જાર આપી. આશીર્વાદ દેતા જોષી ઘેર ગયા.

દીકરો મોટો થાય છે. રાતે ન વધે એટલો દિવસે વધે છે ને દિવસે ન વધે એટલો રાતે વધે છે. માબાપનો હરખ માતો નથી.

ફોઈએ નામ પાડયું: રામો.

એક દિવસ ફરતા ફરતા રાજાજી એ ગામમાં આવ્યા. કોઈએ એમને રામાની બધી વાત કહી.

રાજા હતો કપટી. એને થયું કે મારી કુંવરી ગરીબ કણબીને ત્યાં જાય? લાવને એ દીકરાને જ મારી નંખાવું.

રાજાએ કણબીને બોલાવ્યો. સાથે રામાને લાવવાનો હુકમ કર્યો.

કણબીકણબણ આવ્યાં ને રાજાજીને રામરામ કર્યા.

રૂપરૂપના ભંડાર જેવા રામાને જોઈ રાજાને લાગ્યું કે વખતે જોષીનું કહ્યું ખરૂંય પડે!

ઠાવકું મોં રાખી રાજા કહે,

"પટેલ, તમારો દીકરો તો રાજમહેલમાં શોભે એવો છે. હું એને લઇ જઉં છું."

બિચારાં કણબીકણબણ રોઇ પડયાં. ઘણું કરગર્યાં; પણ રાજાને દયા શે આવે? એ રામાને લઈને વિદાય થયો.

રડતાં માબાપ ઘેર આવ્યાં.

રાજમહેલમાં આવી રાજાએ એક પેટી મંગાવી ને મહીં રામાને પૂર્યો.

રાત પડી. અન્ધારૂં થયું, એટલે રાજાએ બારીવાટે પેટી નાખી દીધી. નદીમાં મહાજળ પાણી હતું. ભલભલા તારાય થાકી જાય એટલું પાણી! રાજાએ જાણ્યું કે પેટી ડુબી જશે ને રામલો મરી જશે.



પેટી ઉઘાડીને જુએ ત્યાં તો મહીં રૂપાળો દીકરો!

પણ ભગવાન બેલી છે ને? પેટી તરવા લાગી!

તરતી તરતી પેટી આગળ ચાલી.

આખી રાત પેટી તરી. સવાર પડતાં કાંઠે એક ગામ આવ્યું.

ગામનો માછી કિનારે બેઠો હતો, જાળ નાખી માછલાં પકડતો'તો. એણે આવતી પેટી જોઈ. એને થયું એમાં કંઈ માલમત્તા હશે!

જાળ નાખી દઈને માછી પાણીમાં પડયો ને પેટી બહાર કાઢી લાવ્યો. ઉઘાડીને જુએ ત્યાં તો મઝીં રૂપાળો દીકરો!

માછી ભલો હતો. એને છોકરૂં છૈયું નહોતું. દોડતો દોડતો એ ઘેર ગયો ને માછણને બધી વાત કહી.

માછણે ય રાજી થઈ.

માછણે હેતથી રામાને ઉને પાણીએ નવરાવ્યો, મીઠું દૂધ પાયું ને ખૂબ ચાકરી કરી.

માછીમાછણ કંઈ રાજી થયાં!

હવે તો રામો માછીને ઘેર ઉછરે છે. ખાય છે, પીએ છે ને મઝા કરે છે.

એમ કરતાં બાર વરસ વીતી ગયાં. રામો મોટો થયો.

એક દિવસ રામો કહે, "બાપુ, હવે આ માછલાં મારવાં મૂકી દો. આપણે લાકડાં લાવીશું ને પેટ ભરીશું."

માછીમાછણ રાજી થયાં. તે દિવસથી ત્રણેય જણ જંગલમાં જાય, લાકડાં લાવે ને એ વેચીને પેટ ભરે.

એકવાર ત્રણે જણ જંગલમાં ગયાં. બપોર થયા ને રામાને થાક લાગ્યો; એટલે એ એક વડ નીચે સૂતો.

વડ પાસે ધોરી માર્ગ હતો. અચાનક ત્યાં થઈને પેલા રાજાજી નીકળ્યા. રાજાએ ઉંઘતા રામા સામું જોયું. એમને ફાળ પડી કે આ પેલો છોકરો તો નહિ હોય?

રાજાએ માછીમાછણને પાસે બોલાવ્યાં ને પૂછ્યું, "આ દીકરો કોનો છે? સાચેસાચું કહેજો; નહિ તો

અવળી ઘાણીએ પીલાવી તેલ કાઢીશ."

માછીમાછણ ધ્રૂજી ઉઠયાં. એમણે બધી વાત માની દીધી.

રાજા કહે, "હં, ઠીક છે. પણ મારે એની સાથે રાણીને એક ચિઠ્ઠી મોકલવી છે."

માછી રડી પડયો. "બાપજી, એ નાનું છોકરૂં કયાં જશે? લાવો હું આપી આવું, બાપજી."

પણ રાજાએ હઠ લીધી. "નહિ, બસ એનેજ મોકલ."

રાજાએ ચિઠ્ઠી લખી આપી. રામો તૈયાર થયો. માછીમાછણે રડતાંકકળતાં રજા આપી.

રામો કહે, "એમાં શું? ચિઠ્ઠી આપીને હમણાં પાછો આવું છું."

માછીએ વાટ બતાવી ને રામો ઉપડયો.

ચાલતાં ચાલતાં બે વાટ આવી. હવે કયાં જવું? પાસે કોઈ માણસેય નહોતું જણાતું. પૂછવું કોને?

છેવટે રામે તો ડાબા હાથની વાટ લીધી ને ઝપાટાબંધ ચાલવા માંડયું.

પણ સાંજ પડવા આવી તોય રાજમહેલ ન દેખાયો! ઘનઘોર જંગલ પૂરું ય ન થયું.

રામો કહે, "હવે? આ તો રાત પડશે ને વાઘસિંહ નીકળશે તો? પાસે તલવારેય નથી!"

પણ એટલામાં એણે દૂર દૂર એક ઝુંપડું જોયું.

હરખાતે હૈયે રામો ઝુંપડા તરફ ચાલ્યો.

નાનું બાળક. એને થાકી જતાં વાર લાગે? બાપડાના પગ સૂઝી જવા આવ્યા. લથડતો લથડતો રામો ઝુંપડીની બહાર એક ખાટલા ઉપર પડયો. એક પળમાં એને ઉંઘ આવી ગઈ.

રાત પડી.

ઝુંપડું કોઇ ખેડુતનું નહોતું. એમાં તો લુંટારા રહેતા'તા!

એક લુંટારો બહાર નીકળ્યો ને એણે ઉંઘતા

રામાને દીઠો. વહેલો વહેલો અંદર જઈને એ સૌને બહાર બોલાવી લાવ્યો.



સૌએ રામાને જોયો. એમને નવાઈ લાગી.

એટલામાં લુંટારાના સરદારે પેલી ચિઠ્ઠી દીઠી. રાજાજીએ લખી આપી'તી તે.

છાનો રહીને સરદારે ચિઠ્ઠી કાઢી લીધી ને વાંચી જોયું.

"રાણી,

આ છોકરો ત્યાં આવે કે તરતજ

એને મારી નંખાવજો, જરાય વિલંબ
કરશો નહિ."

લુંટારાઓ રાજાને ઓળખતા હતા. એમને થયું કે આ બાપડા ગરીબનો જીવ જશે!

સરદાર કહે, "લાવને એક યુક્તિ કરૂં."

એણે પેલી ચિઠ્ઠી ફાડી નાખી ને રાજાના જેવાજ અક્ષર કાઢીને બીજી ચિઠ્ઠી લખી કે:

"રાણી,
આ છોકરો ત્યાં આવે એટલે એની
સાથે તરતજ આપણી રાજકુંવરી પરણાવજો.
જરાય વિલંબ ન કરશો."

સરદારે એ નવી ચિઠ્ઠી રામાના ગજવામાં મૂકી દીધી.

થોડીવારે રામાએ આંખ ઉઘાડી. આસપાસ લુંટારા જોઈને એ તો આભો બની ગયો.

પણ સરદારે કહ્યું, "બેટા, ગભરાઈશ નહિ. અમે કાંઈ નાનાં છોકરાંને મારતા નથી."

સરદારે હુકમ કર્યો એટલે મેવામીઠાઈ આવ્યાં ને રામાએ પેટ ભરીને ખાધું.

બીજે દિવસ થયો. લુંટારાઓએ રસ્તો બતાવ્યો ને રામો ઉપડયો રાજમહેલ તરફ.

રાજમહેલમાં આવીને રામાએ પેલી ચિઠ્ઠી આપીને કહ્યું, "રાજાજીએ આપી છે."

રાણીએ ચિઠ્ઠી વાંચી જોઈ. રામાને જોતાંજ એ રાજી થઇ હતી.

હુકમ થયો ને નોકરચાકરે તૈયારીઓ કરી.

હરખાતાં હરખાતાં રાણીએ રામા વેરે રાજકુંવરી પરણાવી. રહેવા એક મહેલ આપ્યો.

× × ×

મારતે ઘોડે રાજાજી મહેલમાં આવ્યા. એમને બધી વાતની ખબર પડી!

રાજાને તો પગથી માથા સુધી ઝાળ લાગી. એણે રાણીને પૂછ્યું, " આને કુંવરી કેમ આપી?"

રાણીએ પેલી ચિઠ્ઠી બતાવી!

પોતાનાજ જેવા અક્ષર જોઈને રાજા તો દિંગ થઈ ગયો. હવે એ બોલેય શું?

પણ રાજાએ રામાને પોતાની પાસે બોલાવ્યો ને હુકમ કર્યો, "જા, જઈને કાળા રાક્ષસના ત્રણ વાળ લઈ આવ. નહિ તો અવળી ઘાણીએ પીલી તારૂં તેલ કઢાવીશ."

રામો તો ઉપડયો ત્રણ વાળ લેવા.

દૂર દૂર એક કાળો પહાડ હતો. પહાડ ઉપર રાક્ષસનો મહેલ હતો.

રામાએ પહાડ તરફ ચાલવા માંડયું.

એક ગામ વટાવ્યું. બીજું ગામ મૂકયું ને ત્રીજા ગામને પાદર રામો આવી પહોંચ્યો.

દરવાજા પાસે દરવાન ઉભો'તો. એણે પૂછ્યું,

"કયાંથી આવો છો?
કયાં જવું છે?
શું જાણો છો?"

રામો કહે, "બધું જાણું છું. કાળા રાક્ષસના ત્રણ વાળ લેવા જાઉં છું."

દરવાન કહે, "ભાઈ, તો એક કામ ન કરો? આ પેલા ઝરામાં પહેલાં તો અમૃત જેવું પાણી વહેતું હતું; પણ કોણ જાણે હમણાં પાણી સૂકાઈ ગયું છે. પાણી ફરી કેમ વહેતું થાય એટલું જરા પૂછી લાવશો?"

રામો કહે, "વારૂ."

રામો આગળ ચાલ્યો.

એક ગામ આવ્યું ને દરવાને પૂછ્યું,

"ક્યાંથી આવો છો?
ક્યાં જવું છે?
શું જાણો છો?"

રામાએ એને બધી વાત કરી.

દરવાન કહે, "ભાઈ, આ પેલી દાડમડીને પહેલાં તો રૂપાળાં દાડમ થતાં'તાં; પણ હમણાં એને એકેય દાડમ નથી થતું. એનું કારણ પૂછી લાવશો?"

રામો કહે, "વારૂ."

વાટમાં એક નદી આવી. અન્દર એક હોડી ફરતી'તી. હોડીવાળાએ પૂછ્યું,

"ક્યાંથી આવો છો ?
ક્યાં જવું છે ?
શું જાણો છો ?"

રામાએ બધી વાત કરી. હોડીવાળો કહે, "ભાઈશાબ, કેટલાય દિવસથી આ વાંસડો છુટતો નથી. આમાંથી કેમ કરીને છુટું એટલું પૂછી ન લાવો ?

રામો કહે, "ભલે."

હોડીવાળો રામાને સામે કાંઠે લઇ ગયો.

રામો આગળ ચાલ્યો.

ચાલતાં ચાલતાં રામો કાળા પહાડ પાસે આવી પહોંચ્યો.

રાક્ષસ ચારો ચરવા ગએલો. એની ઘરડી દાદીમા ઓટલે બેસી રેંટિયો કાંતતી'તી.

રામાએ બીધા વિના દાદીમાને બધી વાત કરી.

ડોશીમા તો રામાની બહાદૂરી જોઈ ખૂબ રાજી થયાં. એમણે રામાને એક નાની કીડીનું રૂપ આપી દીધું ને પોતાનાં લુગડાંમાં એને સંતાડયો.

મોડી રાતે રાક્ષસ ઘેર આવ્યો. એને માણસની વાસ આવી. એ કહે,

"માણસ ગંધાય માણસ ખાઉં,
માણસ ગંધાય માણસ ખાઉં."

પણ ડોશીમા કહે, "એ તો તને અમથી વાસ આવતી હશે. અહીં માણસ કેવાં ને વાત કેવી?"

રાક્ષસ જઈને પથારીમાં પડયો. ફરફર નસકોરાં બોલાવવા મંડયો!

હળવે રહીને દાદીમા એની પાસે ગયાં. કીડી-રૂપે રામો પણ સાથે ગયો.

ડોશીએ ધીમે રહીને એક વાળ ખેંચી લીધો.

ઝબકીને રાક્ષસ જાગી ઉઠયો. એણે પૂછ્યું, "શું છે?"

ડોશી કહે, "બેટા, મને એક સ્વપ્નું આવ્યું. જાણે એક ગામ છે, એની પાસે એક ઝરણું છે: પહેલાં તો એમાં પુષ્કળ પાણી વહેતું હતું; પણ હમણાં એ ખાલીખટ પડયું છે. એનું શું કારણ?"

રાક્ષસ કહે, "અંહ, એમાં શું? એના મૂળ પાસે કોઈએ સાત ચરૂ દાટયા છે. જો કોઇ એ સાત ચરૂ કાઢી લે તો ફરી પાછું ઝરણું સજીવન થાય."

રાક્ષસ ઉંઘી ગયો.

ડોશીએ બીજો વાળ ખેંચી લીધો ને એ ઝબકીને જાગ્યો.

"છે શું? આજ ઝંપવા કેમ નથી દેતી?"

ડોશી કહે, "બેટા, બીજું સ્વપ્નું આવ્યું: જાણે એક ગામ પાસે દાડમડી ઉગી છે. પહેલાં તો એને મીઠાં દાડમ થતાં'તાં; પણ હમણાં એકેય દાડમ નથી થતું. એનું શું કારણ?"

"અંહ, એમાં શું? ઝાડના થડ પાસે એક સોનેરી દેડકો છે. કોઈ એને કાઢી લે તો તરત

દાડમડી ફળે. હવે મને જંપવા દે."

ફરીથી ફરફર નસકોરાં બોલાવા માંડયાં.

ત્રીજી વાર વાળ ખેંચાયો ને રાક્ષસ જાગ્યો.

ડોશીએ એને પૂછ્યું, "બેટા, જાણે એક નદી છે ને એમાં એક હોડીવાળો છે. કેમેય કર્યો વાંસડો એના હાથમાંથી છૂટતો નથી. એનો ઉપાય શો?"

રાક્ષસ બબડયો, "અંહ, એમાં શું? વાંસડો બીજા કોઈના હાથમાં આપી દે તો એ છૂટો થઈ જાય."

રાક્ષસ ફરી ઉંઘી ગયો.

ડોશીએ બહાર આવીને રામાને પેલા ત્રણેય વાળ આપ્યા.

બધી વાત તો એણે સાંભળી જ હતી.

× × ×

હરખાતે હૈયે રામો નદી પાસે આવી પહોંચ્યો. પેલા દુઃખીઆરાને એણે બધી વાત કરીને કહ્યું,

"ભાઈ, કોઈના હાથમાં આ વાંસડો આપી દે તો તું છુટે. પણ જોજે ભાઈ, કોઇ ગરિબને દુઃખ દઈશ ના."

હોડીમાં બેસીને રામો પેલી પાર ગયો ને ઝપાટાબંધ આગળ ચાલ્યો.

ચાલતાં ચાલતાં પેલા ગામ પાસે આવી પહોંચ્યો. પેલી દાડમડીવાળા ગામ પાસે. ગામલોકને એણે વાત કરી: "દાડમડીના મૂળમાં એક સોનેરી દેડકો છે તે કોઈ કાઢે તો વળી પાછાં અમૃત જેવાં દાડમ ફળે."

ગામલોકોએ તાબડતોબ ખોદ્યું ને દેડકો બહાર કાઢયો. જોતજોતામાં દાડમડીની ડાળીએ ડાળી ને પાંદડે પાંદડું તાજાં થયાં. મીઠાં દાડમેય દેખાયાં.

ગામલોક કાંઇ રાજી થયા!

સૌ કહે, "ભાઈ રામસિંહજી, લ્યો આ સોનેરી દેડકો તમારો. અમે તમને ભેટ આપીએ છીએ."

ભેટ લઈને રામો આગળ ચાલ્યો.

ચાલતાં ચાલતાં પેલું ઝરાવાળું ગામ આવ્યું. એણે બધી વાત કહી ને લોકોએ સાતેય ચરૂ ખોદી

કાઢયા. ખળખળ કરતું મીઠું પાણી વહેવા લાગ્યું. ગામ આખું રાજી થયું.

સૌએ રામાને સાતે ય ચરૂની ભેટ ધરી.

સોનેરી વાળ, સોનારૂપાના સાત ચરૂ ને સોનેરી દેડકો લઈને રામો રાજાજી પાસે પાછો આવ્યો.

આ નવી નવાઈઓ જોઈને સૌ દિંગ બની ગયાં.

રાણીજીય રાજી રાજી થઈ ગયાં.

પણ રાજાને આ બધું કેમ ગમે? એ મનમાં કહે, અરે! આ રામલો આટલું બધું લઈ આવ્યો ત્યારે હું જાઉં તો કેટલું ય લઈ આવું!

રામાને રાજપાટ સોંપીને રાજાજી વહેલે વહેલે કાળા રાક્ષસના મહેલ તરફ ઉપડયા. વાત કે વિગત પૂછવાય ન રહ્યા!

ચાલતાં ચાલતાં રાજાજી પેલી નદી પાસે આવી પહોંચ્યા.

રાજા પેલી પાર જવા ઉતાવળા થયેલા એટલે એમણે તો ન પૂછ્યું કે ન ગાછ્યું ને વહેલે વહેલે કૂદીને નાવમાં પડયા. હોડીવાળો હું....હું....

કરતો'તો ત્યાં તો રાજાજીએ પેલો વાંસડો એના હાથમાંથી ઝુંટવી લીધો!

ને વહેલે વહેલે એ નાવને સામે કિનારે લઈ જવા મંડયા.

પણ અરે! આ શું? નાવ સામે પાર ગઈ તો ખરી, પણ રાજાજી કેમ ઉતરતા નથી? વાંસડો કેમ છોડતા નથી?

અરે રામ! આ તો રાજાજીના હાથમાં વાંસડો ચોંટી ગયો!

× × ×

લોભી રાજા આ પારથી પેલી પાર જા આવ કરે છે પણ વાંસડો હાથમાંથી છૂટતો નથી!

× × ×

હવે તો રામસિંહજી ઠાકોર ખાય છે, પીએ છે ને રાજ કરે છે.



# બાલ સાહિત્ય માળા

તારામંડળ ( બાલવાર્તાઓનો સંગ્રહ )
કુમાર વીરસેન (બીજી આવૃત્તિ) ચન્દ્રશંકર
ચાર બાલસંવાદો ચન્દ્રશંકર
બાલમિત્રની વાતો ભાગ પહેલો
લેખકો : ગિજુભાઇ અને ચન્દ્રશંકર
બાલકાવ્યો ભાગ પહેલો
સિંદબાદ શેઠ ચન્દ્રશંકર

## એક આના બાલસાહિત્યમાળા

1. અંગુઠિયાભાઇ ચન્દ્રશંકર
2. કમળા અને બુલબુલ ગિજુભાઇ
3. વીરકથાઓ ભાગ ૧ લો ચન્દ્રશંકર
4. રામો ,,
5. કાનો ભરવાડ (છપાય છે)
6. રંગની પેટી ગિજુભાઇ ( ,, )

લખો: (૧) વ્યવસ્થાપક: 'બાલમિત્ર'
ચ. ઓ. સોસાયટી, આણંદ
(૨) મન્ત્રી: પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
વડોદરા